શ્રી

# કીશોર-કાન્તા

## નાટકના ગાયનો.

માડવાના દરબાર શ્રી જીતસિંહજી મહારાણાશ્રિત

શ્રી

**વાંકાનેર સત્ય બોધક નાટક કંપની**

માટે


રચનાર

**રાવલ. ઉર્મીયાશંકર રામચંદ્ર**

અને

**આચાર્ય મયાશંકર જયશંકર**





સુરત. "દેશી મિત્ર" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં

મગનલાલ કીકાભાઇએ છાપ્યાં.

સને ૧૯૦૬ સંવત ૧૯૬૨

કિંમત રૂ૦ ૦-૨-૦

શ્રી

# કીચોર–કાન્તા

## નાટકના ગાયનો

માંડવાના દરબાર શ્રી જીતસિંહજી મહારાણાશ્રીત
શ્રી વાંકાનેર સત્યબોધક નાટક કંપની માટે

રચનાર


રાવલ ઉમીયાશંકર રામચંદ્ર વ્યવસ્થાપક
અને
આચાર્ય મયાશંકર જયશંકર



છપાવી પ્રસિદ્ધ કરનાર.
રાવલ શિવશંકર રામચંદ્ર
શ્રી વાંકાનેર સત્યબોધક નાટક કંપનીના માલીક.





સુરત "દેશી મિત્ર" એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યાં.

આવૃત્તી ત્રીજી. પ્રત બે હજાર

સંવત ૧૯૬૨ સને ૧૯૦૬

કીમ્મત રૂ. ૦—૨—૦ (બે આના.)

# મુખ્ય પાત્રો.

કીશોરસિંહ—જોધપુરનો રાઠોડ રાજા કાન્તાનો પતી.

કેશાજી—તેનો ભાયાત

ભીખુભા }
કરણુભા } તેના ભાયાત

બાદશાહ—દીલ્હીનો

બારોટ—એક કવી

કાલુખાં—એક નવાબ

શેઠ—એક વાણીયો

કાન્તા—કીશોરસિંહની રાણી જેસલમેરના ભાટીની પુત્રી (ભટીયાણી)

પુષ્પા—તેની દાસી

માણેક—શેઠાણી

ચંદા—દીલ્હીની નાયકા

તે સિવાય—સરદારો, સામંતો, બુઢ્ઢો મુદી, સખીઓ, સિપાઇઓ નાચનારીયો, બે પહાર, કુમારો વગેરે વગેરે.

સ્થળ—જેસલમેર જોધપુર દીલ્હી સમીપસ્થાનો કીલ્લો વગેરે.

આવવું જોધપુરના રાજા કીશોરસિંહની વાત. કાન્તા ખુશી પણ કલોજી જામીન થાય તો લગ્ન કરૂં. આમ કહેવાથી બારોટનું ફરી જોધપુર પ્રતીગમન.

૫—કીશોરસિંહ કાન્તાના લગ્નમાં મગન કવિરાજ (બારોટ) નું આવવું. કલોજીની જામીનગીરી વિષે વાત. કલોજીને જામીન થવા મોકલવા.

૬—કાન્તા સખી સાથે પતીના વિચારમાં કલોજીનું આવવું-કું નવરોજે નહીં જવા દઉં તેની પ્રતિજ્ઞા લઇ જામીન થવું. જોધપુર તરફ ગમન.

૭—નવી શેઠાણી બુઢાવરની બળતરા. કન્યાવિક્રયથી થતા અનર્થનો દાખલો. નવી શેઠાણી ધીણુબાના પ્યારમાં. બુઢા શેઠનો અખાપો નવી ધીણુબા-શેઠનું કાસળ કાઢવાની ધારણામાં કાશીએ યાત્રા કરવા શેઠ સહિત ગણેશનું જવું.

૮—કીશોરસિંહ કલોજી આવવાની રાહ જોતો અધીર કરણુભા ધીણુબાનું આવવું. કલાજી વિશે વહેમભરી વાત કીશોરસિંહનો ગુસો. ધીણુબાને રજા, વેરમાં ધુંધવાતો ધીણુબા બદલો આપવાના વિચારમાં જવું. કલાજી કીશોરસિંહનું મળવું. ઇર્ષા.

૯—જોધપુરના રાજમહેલમાં કીશોર કાન્તાનો મીલાપ.

૧૦—દીલ્હીમાં ચંદા નાયકાનું ભવન, છોકરીઓને નૃત્ય અને સંગીત શીખવતી ચંદા, કાલુખાંનું આવવું. ચંદા જોધપુરના રાજદરબારમાં થએલ કાન્તાની ટેક સંબંધી વાતચીત, કાલુખાંનું જવું.

૧૧—દીલ્હીમાં બાદશાહનો દરબાર, કાન્તાની ટેક, અને જોધપુરના રાજા કીશોરસિંહે નવરોજે બંધ કર્યાના ખબર કાલુખાં તરફથી મળતાં, કીશોરસિંહને બોલાવવા, સ્વારનું જવું, બરખુરત.

## અંક બીજો.

૧–બુબા દાસી પાસે કાન્તા, વાક્ય વિનોદ, સંતાનું આવવું, પ્રેમી જોડાંનો પ્રેમ, બાદશાહનો પત્ર, કીશોરસિંહ પત્ર વાંચતાં દીલગીર, દીલ્હી જવું પડશે કહેવું, કાન્તાખેદીત, કીશોરસિંહ મારી મુદ્રીકાની છાપવાળો મારો કાગળ છે એમ માનવું, આટલું કહી દીલ્હી તરફ જવું.

૨–કાશીયેં જવા નીકળેલા શેઠ, નવી શેઠાણી, અને ધીણુભા એ ત્રીપુટીનું અહીં આવવું, શેઠને રઝળતો મુકી નવીનું ધીણુભા સાથે નાસવું, આંધળા શેઠનું રઝળવું અને બૈરી માટે બુમો હાય હાય.

૩–બાદશાહ સરદારો—કીશોરસિંહનું આવવું, ભટિયાણી કાન્તાને નવરોજે મોકલવાનું કહેવું, કીશોરસિંહનું ચોખ્ખી ના કહી ચાલ્યા જવું, બાદશાહ ગુસ્સે, કીશોરને કેદ કરવાનો હુકમ.

૪–કીશોરસિંહ પોતાને ઉતારે, વિચારમાં—બાદ કાન્તાને ચેતાવની, પત્ર લખી કરણુભાને મોકલવા

૫–દીલ્હી બ્હાર શિવાલય પાસે, કાલુખાં, અને તેને મળેલો ધીણુભા, કરણુભાનું નીકળવું, કરણુભાને કેદ કરી પત્ર પડાવી લઇ ધીણુભાના પ્રપંચથી તેમાં બીજું થોડું વધુ લખી તેને પાછો આપવો, સંતાનું કીશોરસિંહ શીવપુજન કરી જતાં રસ્તામાં કેદ કરવો, કાલુખાંની ખુશી, કાન્તાને કેદ કરી પોતાને મહેલે લાવવા સિપાઇઓને વરદી.

૬–જોધપુરમાં કાન્તાકુમારીને ભયંકર સ્વપ્ન, કીશોરસિંહનો પત્ર, બે હાથના લખેલા અક્ષરો ઉપર વ્હેમ, તોપણ મુદ્રીકાની છાપ દેખી દીલ્હી જવું.

૭—દીલ્હીનો દરવાજો, કાલુખાંના સિપાહીઓ ઇનામ મેળવવાના હર્ષમાં, બટિયાણી કાન્તાનું આવવું, પકડી કાલુખાં પાસે લઇ જવી

૮—કાલુખાં કાન્તા રજપુતાણી મળશે એ હર્ષમાં સિપાઇનું આવવું. કાન્તા આવ્યાના ખુશ ખબર, કાલુખાં નીશામાં ચકચૂર બની તેની પાસે જવા તૈયાર

૯—કનોજી દીલ્હીમાં પોતાને ઉતારે કીશોરસિંહ કેદ અને કાન્તાને કપટથી બોલાવ્યાના ખબર. રજપુત ગુસ્સામાં ક્રોધાગ્નિ. કાન્તાની દાસીનું આવવું કનોજી કાન્તા કુમારીને ત્યાંથી છોડાવવા જવાની તૈયારી કરી જવું

૧૦—કાન્તા કાલુખાંના મ્હેલમાં પતીવ્રત્ત શી રીતે જાળવવું તેના વિચારમાં પ્રભુની પ્રાર્થના કરી આપઘાત કરવાની તૈયારીમાં, કનોજીનું આવવું દાસીનાં કપડાં પહેરાવી ગુપ્ત વેશે પોતાને ઉતારે મોકલવાં જવું કાલુખાં નીશામાં બેભાન બની કાન્તાની લગનમાં પડતો આથડતો આવે છે દાસી વધુ નીશો કરાવી કનોજી નીકળી કાલુખાંને ઠાર કરી ચાલ્યો જાય છે.

૧૧—દીલ્હીના રસ્તામાં બૈરીની શોધમાં ભટકતો આંધળો બુઢો શેઠ જોગી બની માગી ખાય છે તેમજ દીલ્હીના બીજા આંધળાનો મેલાપ થતાં એક બીજાને છેતરવાની યુકિત ધીઙ્ગુમલ કાલુખાં પાસેથી મળેલી મ્હોર લઇ નીકળે છે. દયાળી આંધળા વણીકને મ્હોરો બતાવતાં તે પચાવી પાડે છે ધીઙ્ગુમલ આંધળાને છેતરવાની તજવીજમાં

૧૨—બાદશાહ સરદારો સાથે કાલુખાંના મરણના સમાચાર કનોજીને પકડવા સૈન્ય તૈયાર કરી જવાની તૈયારી

## અંક ત્રીજો.

૧—જંગલમાં મુસલમાન સિપાઇઓની લડાઇ સંબંધી બડાઇ. રજપુતો સાથે લડાઇ થતાં મુસલમાનનું નાસવું કલાજીની ફતેહ

૨—દીલ્હીમાં આંધળાંની ધર્મશાળામાં આંધળાઓ. ઠગ બનનાર ધીણુબા આંધળાંનું સર્વસ્વ ચોરી પલાયન આંધળાઓનો ઝઘડો

૩—દીલ્હીનું કારાગ્રહ કીશોરસિંહ કેદમાં સિપાઇયોને મારી કીશોરસિંહનું નાશી જવું

૪—બાદશાહ શિકારે હારના ખબર, દીલગીર, કલાજીની બહાદુરીપર ખુશી દુદાજીને સંપ કરાવવા કલાજી પાસે મોકલે છે

૫—સમીયાણાનો કીલ્લો, કલોજી સામતો સાથે લડાઇનો વ્યુહ ગોઠવવામાં. રજપુતોને ઉશ્કેરવા રજપુતો મરણાંત થવા તૈયાર દુદાજીનું આવવું બાદશાહના સમાચાર નમવાની વાત સાંભળી કલોજી ગુસ્સે કાલ્યે કેશરીયા કરી લડાઇમાં ઉતરવાની તૈયારી દુદાજીને ઇનામ, જવું, બાદશાહને લડાઇની ખબર સમીયાણાપર તોપનો મારો લડાઇ. બાદશાહ કલાજીપર ખુશી. નહી મારતાં બંન્નેનું મળવું. દોસ્તદારી કબુલ.

૬—નાસેલાં ધીણુબા અને માણેક શેઠાણી, વંઠેલી વનિતાની ગતીનો નમુનો, શેઠાણીને ઠાર, ધીણુંબા કેદ મ્હોર જવાથી ગાંડો બની ગયેલો શેઠ.

૭—તંબુમાં બાદશાહની કચેરી પત્ર સંબંધી ખુલાસો બધાનો સહર્ષ, મીલાપ ધીણુબાને ફીટકાર કીશોર—કાન્તાનો મીલાપ, આનંદની અવધી અને ખેલની સમાપ્તી.

# કીશોર-કાન્તા નાટકના ગાયનો

અંક ૧ લો.

સુત્રધાર— ૧

જગમાં (૨) ક્ષત્રીની રીતી, સુણી નાશ થાય ભય ભીતી.
વચને (૨) પળવામાં પુરા સંકટ સમયે પણ શુરા
રક્ષા (૨) ગૌ બ્રાહ્મણ કરવા અબળાની વારે ચડવા
અરિદળમાં(૨) તેગ ચલાવી મૂકે રણ ભુમી ગજાવી
બ્હાદુર (૨) ક્ષત્રીની સહાયૈ ચડી વિજય કરો જગરાયે

કાન્તા— ૨

યોગ્ય ઉમર થઇ મારી હાય હું હારી મળ્યો ન પ્રાણપતી
રહે નહિ ધીરધારી હે પ્રીય મારી જોને વીચારી મળ્યો
મદન કષ્ટ મુજને દીયેરે શુદ્ધ બુદ્ધ રહી જતી
અતી વ્યાકુળ મન માહારૂં હવે કોણ મારી ગતી—યોગ્ય
શીતળ સુખકર પવન આ દેહે ઉર અતી
સખી મતી મુઝાય છે વિના પ્રાણપતી —યોગ્ય

સુષ્પા— ૩

નહિ સોચ કરો મન માંહી જગદીશ્વર કરશે સો સારૂ
ધીરજનું ફળ અતિ આપશે અપીલ પતી

પતી મતી અરે પતી શાંભી મતી ધરો મતી
રહો ઇશ ગુણ ગાઇ. —નહિ.....
જમીને, રમીને, હરીને, ફરીને, હસીને
ધૈર્ય ધરો શોક હરો, મોહ ભરો શાન્તી કરો શીઘ હરો
હાલ્યે મળશે પતી રહો રમણી હરખાઇ—નહિ.....

કાન્તા— ૪

સુણજે સખી તને કહું જે હું વચન વધી ગયો જુલ્મ જ-
ગત જાહીર વચન
સબળ ક્ષત્રી કુળ સર્વ અબળ થૈ ગયું
તરલ તેગ તેજ તરણ તુલ્ય સૌ થયું
હાય, હાય, હાય, હાય. કાંઇ ના રહ્યું
ગયું, ગયું, ગયું, હાય હરિ
કષ્ટ ભારી ભળે છે તનરે —સુણજે

કાન્તા— ૫

નવરોજે ન મૂકે કોઇ રાજવીરે
લગ્ન કરૂંરે (૨) હું તો તેહની સંગાથ મુજ માત-નવરોજે
ક્ષત્રી ભ્રષ્ટ થઇ ગયા છે નીજ ધર્મથીરે
નથી શુરારે (૨) છે અધુરા નથી પુરા —નવરોજે
મતીમંદ મ્લેચ્છનું અનંત જોર છે રે
માટે જોનેરે (૨) તું મનમાં વીચારી વાર વાર—નવરોજે

[illegible]— ૬

રેન મોહે તરફ તરફ જાય સખીરી (૨)

મનકી લગન કહાંસે કહું તુમારે બીના હે પીયા
તુમરે બીના જીયર જાત કોહુ કોહુ જાય સખીરી (૨)

૭

શેઠ તથા માણેક { વારે નવી નાજુકડી આહા રંસીકડી લાલને બેટી તું જા

વારે લાલ લજામણા જેવા અળખામણા જુઠા બંદરજી વા
આવો વરણાગી વર શીદ કરે ફીકર
મડા સાથે મીંઢળ મારૂં બાંધ્યું જીવતર વા...
મારી નાનકડી નાર જાણે મોતીની માળ
હાથ કંઠે મોતી માળ સર ખુદીયા ગમાર
બાજુ તાજુ ઝાંઝર ઝુમણાં દઈશ અમુલખ હાર
જુવાન જેવો જે ફકકડ છું મોહું તારૂં બાળ વારે...

કાન્તા— ૮

ઘણી ગભરાઉ છું મનમાં (૨) વિરહ વન્હિથી વ્યાકુલ થઇ
નથી ગમતું કંઇ મુજને શુદ્ધી બધળી શરીરની ગઇ
જોબન મારૂં જશે એળે (૨) નહિં મારે શું મન ધાર્યું
ચપળ ચીત્તમાંહી ચેન ન કાંઇ...............વિરહ...
સખી મુજને સતાવે મેન (૨) નથી સાધન કંઇ સુખદેવ
મારી મારી સુગાઈ ગઇ...............વિરહ......

કાન્તા તથા હાસીયો } ૯ ગરબો

લહેકે સખી ગગને ચાંદલીયો રૂડો લ્હેકે લ્હેકે લ્હેકે આજ
ત રસ રૂડે

મ્હેકે ઉપવને ફુલડાંની મ્હેક મ્હેકે, મ્હેકે મ્હેકે વાયુની
લ્હેરે લ્હેકે
હૈંકે રતી વલ્લભ કુસુમ શરો હૈંકે હૈંકે હૈંકે વીયોગી
ચીત્ત શેકે
બાળા વેલી નવેલી રસાળ, ખીલી જોબન કળી પુર બ્હાર
પીયુ માળી વીના લાચાર બાળે ,અનંગ વરસી અંગાર
ગભરૂ ગોરી ગભરાઈયે સાસે હૃદય ભગાય
ના રહેવાય સ્મર વેદના કાન્ત વિના કાળજડું કપાયરે
સજની વીરહે વ્યાકુલ બની રહીયે
મદમાતી મંજુલ કળી સુગંધ મનોહર વેલ
ભોગી ભ્રમરા વીણુ છળી કામ સૈન્ય લઇ પુઠે પડેલરે
સજની
રસ ભોગી રસીયા—વિના તલસાતી
મૃગ મગ નીળી નજરું ઝાંખી થાતી
કામના કઠોર શરે છાતી ચીરાતી
વિના રંગ ભીના વેલી વનીતા સુકાતી...............
ખીલી પુરણ ચાંદની ભામીની ભર જોબન
રસીક રમણુ આ અવસરે ભાવે ભેટીરે
મદન મંત્ર શીખવે ઉમંગમાંરે
રસબસ રંગમાં કરે આહાહાહા તો હૃદય ઠરે મ્હેકે
કાન્તા— ૧૦
સખી ભામીન આ કામ માંહી કહોજી તે થાય

જે જે કાર વરતાય એથી રડું છું કહેવાય
પ્રતીજ્ઞા સફળ થાય
જગત સુયશ ગાય
મારૂં સહુ દુઃખ જાય
સખી સુણ્ય, સખી સુણ્ય
ધરો બાઇ—ધીર—ધીર—ધીર

કીચારસિંહ— ૧૧

ચંદ્ર વદન હે તારૂણી તારૂં નીરખવા મન તલપે છે મારૂં.
હે મમ પ્યારી ક્યારે મળીને મન તન ત્રપ્ત કરીશ તું મારૂં.
પ્રાણથી પ્યારી તુજ વીણ મુજને કાંઇ નથી અહિં,
લાગતું સારૂં
મહા દુઃખ પામું હે પ્રીય મારી ધીરજ હું હવે કઇ પેર ધારૂં.

કલાજી— ૧૨

બાદશાહ આ વાત સાંભળી કરશે જુલમ જુલમ કારી
ચડીને, લડીને, હણીને, નડીને, અચળ અમલ લેશે પાડી
માટે મુજને સોચ થાય છે જુલમ થશે બહુ ભયકારી
જનમાં, તનમાં, મનમાં, ધનમાં, હાની થાશે કહું છું ધારી
નૃપરાજાની ના કહી છે પણ બેર સ્વેચ્છનું છે ભારી
કરતાં, ફરતાં, કરતાં, લડતાં, લાજ રાખજે શ્રીપુરારી—બાદશાહ

કીચાર— ૧૩

તમે જાણો (૨) નહિ કરશો વાર લગાર હું કહું છું વારંવાર
વિચાર (૨) વીચારી કારણ સુણતું જે રાઠોડના કુળનું

બહુ વીનય કરૂં આધાર નહિ કરશો વાર લગાર
તે કાજ રાખી મુજ લાજ બાઓને આજ કરો શુભ કાર

કાન્તા— ૧૪

પ્રાણથી અધીક પ્યારા પતીની વતી હે સખી સુજાણ
હજી ખબર નથી
વ્હાલી સખી માન્ય તું હું કહુ મનથી હવે પ્રાણ પીંજરામ
રહેવાનો નથી
કરૂં આપઘાત પ્રાણ તજું પંડથી નારી અવતાર તને
ધીઃક છે અતી
કષ્ટ દે કંદર્પ દુષ્ટ પર્મ ગર્વથી મુજથી સખી સહન
એ થતો નથી

કુલોજી— ૧૫

છે વચન ક્ષત્રીનું આ સત્ય માનજો
મમ બીર સાટે વચન પ્રતીજ્ઞા હું લેઇને કહું
નક્કી એ પ્રમાણજો જાણજો-સત્ય આ
શુદ્ધ ક્ષત્રી તને તે વચન પાળશે
હરિશ્ચંદ્રે વચન કાજ સ્ત્રી પુત્ર પરહર્યાં
સહ્યો અપાર કષ્ટ જળ નીચ ઘર ભર્યાં
વચન કાજ પાંડવો છે વન વને ફર્યા
વચને બળીરાય પાતાળે પરવર્યા
ભલે સિંહ ભુખથી મરે પણ ઘાસથી નહિ ચરે
શુભકને ભાળે કે દળે સુભટને ના પરહરે

સુવર્ણ અગ્નીમાં ગળે તેમ રંગ અધીકો ધરે
છે ટેક પાળતાં મરે પણ વચને નહિ ફરે—છે

કાન્તા— ૧૬

ધન્ય ધન્ય આજેરે દીન સુખોકારી દુઃખ દુર-દુર-દુર (૪)
થશું મારૂંરે ધન્ય આજેરે દીન સુખકારી
મળું પ્રેમથી પ્રાણને મળું સર્વ ગુણ જાણને
રઢીયાળા રૂપખાણને શીરતાજ સુજાણને
જઇ નીરખુ છબી નીરખું સુખ પરખુ મન હરખું
એ સરખું સુખ નહિ કાંઇ જગતમાં ભારી—ધન્ય....

શેઠ તથા માણેક— ૧૭

આલો રંગીલા રસીલા છબીલાજી ભરથાર
હાજર હુકમે વ્હાલી આ તારો તાબેદાર
ચાલો લટક ચટક લાલ
જોઇ લે વ્હાલી ચટકતી ચાલ
વારે વારે વારે વા વનચર વા
સુજાણરે વાલી પ્રાણરે
હું વેચાણરે દીલો જાનરે
ખીલ્યાં ખુબ તકદીર વારે વા
કે તો નાચું કે તો કુદું કે તો ગાવુંરે
તારા ઉપરથી હાય મરી જાઉં
વારે ચતુર સુજાણ મારા શેઠીયા
પુર્વ પુન્યે મળી આજ બેઠીયા

કલાજી— ૧૮

મહારાજા તવ પ્રતાપ સકળ હું તો રજ સમ તમ ચરણ કમળ
હરિહર અમપર રાખો અચળ નીરમળ અમલાંબુજ સુખભર
સરવર સદગુણભર તરવર છો નેક નજર
તરવર સમ રંક અબળ કરધર અસી શુર ભર
કરતા છો ગુણ કદર ધરતા છો ધૈર્ય પ્રબળ
હરતા છો દુઃખ દળ દળતા છો ખળ સબળ
ત્રાતા દાતા તવ અન્નદાતા જશ દેશ વીદેશ વિખ્યાતા
શત્રુ દળ સંહારણ ભ્રાતા કીરતી વીજ ઝબકે પ્રબળ

કીશોર તથા કાન્તા— ૧૯

દીલહર લટકાળારે તન મન ધન અર્પું હ્યો સુજાણ
મન હરણી બાળારે તમ પરથી વારું પ્રીયે પ્રાણ
નયનોના તારા પ્યારા ન થશો ન્યારારે
હૈડે વસીતું જીવ જાન.......................................
છેલ છોગાળા છો ગુણ નીધાન
મુગ્ધા મધુરી વા રસીલી વાણ
મન માન્યા મળ્યા રસીલા પ્રાણ
પામ્યો હું પમણી રસની ખાણ
ભાવે ભેટી વાલા
વારે ગુણ મણી માળા
ચાલો મીઠે લટકાળા માણો રંગ લટકાળા

ચંદા— ૨૦

સૈયાંકું મય જાને ન દઉંગી આજ મેં લડુંગી—સૈ
સોતનકે ઘર જાને ન દઉંગી આજ..................
પીયા ન જાવો નાહક સતાવો
તાબેદાર તોબે જીંદગી રહુંગી સૈયા
હાલતે અફતરકુ મેરી દેખકે કહેતાહે તબીબ
મરજે હુબ ઇશ્ક ઇસ્સે કુચ્છ દવા નહિ. સૈયા
પરી રૂ જીસ ઘડી આશક તેરા મકતલમે આયાથા
તો બેઠી પાઉમેથી સરપે તલવારો કા સાયાથા
પયે કુશ્ત તનોસે જલાદને જીસદમ બીઠાયાથા
યે ગમ નાહક મત લાઓ ઉસને પડ કર યું સુનાય.થા
સજે હે ઉસકી યે બ્યાપે કે તુમસે દીલ લગાયાથા
મુશીબત કો કોન જીલે એશતો હમને ઉઠાયાથા

ચંદા— ૨૧

તેરી જુદાઇને મુજે કેસા બના દીયા.......
ગાફેરા લા દીયા મુજે ગાફે હુસા દીયા—તેરી
ખાનેકુ મેરે ગમ હે પીનેકુ ખું જીગર
રહેનેકુ કો શહેર હાં ખુદાને બના દીયા
તદબીર કરી વસ્લ કી ઉસ શોખસે જાકર
હુસકર લગાવો કહેને કે નાદાન બનાયા—તેરી

ચંદા કાબુખાં— ૨૨

મય તુમપર નીસાર—હું મેભી મલહાર

ચહો કરે ગુલઝાર ઓર હોવે ફીરશાન બસકુરબાન (૨)
સુનયે જાન મન ફીદા જાન તન સુન મેરા સખુન
મય તુમપર કુરબાન મુજે તેરી કસમ મેરાજી જાન કુરબાન
સુનો પ્યારે સર્જન જલદી કહો જાનમન દીયો મુકું ઓખન
દીયા તુજકુ એ ધન હે મેરા વચન તું પર વારીરે જાન—બસ
બાદશાહ—

૨૩

હમદ ઉસ ખુદાકો કીયા શા ગદાકો
દીયા સલતનકો તાબે કીયા સબકો—હમદ
અયસુભહાન, તેરે કુરબાન એજીશાન, દે આમાન.
ખાલીકપર નીસાર, બલહાર, હરબાર, તાબેદાર.
મુજી ફીન્નાર કીયા, દુશ્મન નાબુદ કીયા
જંગી બરબાદ કીયા દીલાવરકુ જેર કીયા
મુજકુ નીગેબાન કીયા, શાહ કીયા, તાજ દીયા
તખ્ત દીયા, અય રહેમાન દેહમાન—હમદ.

૨૪

મેરે વજીરો યે કયા હુવા ઉસને યે કયાં કીયા કે મેં
કરતાહું કયા—
ઓર કરૂંગા કયા ઉસને સોચા નહિ બનું ગુમરા નહિ
ટાલુ હુકમ નહિ
ગજબ કીયા સીતમ કીયા ઓ આવે અહાં ઉસે દઉ સજા
પાય ઈસકા મજા, ફના કરૂ. પામાલ કરૂં ઓર તબા
કરૂં બરબાદ કરૂં

દરબાર્ઈ ઓ— ૨૫

આમાન ખુશ કામ શાદમાન આઆ ઇમાન
દીન પાઆ બહાર વક્ત મજેદાર રંગ ફુલોકા ગુલજાર
ગુન્ચા ખીલાં હુવા જોબન ઉભરા હુવા હસરત ભરા હુવા
જાકર કરતા યે સદા મીલો ચાલો ઓર ખુશ રહો
નરગીસે યે જાકર કેહો હમેશાં તુમ ખીલે રહો
બુલબુલકો સુનાતે રહો ગુલ ચમને આશક મનમે
ઉમંગ મનમેં ઓર ઇસ ધુનમે
બુ ફુલોમે ઢલીયું બાહે સનમ.

---

અંક ૨ બીજો.

કાન્તા } ૨૬

મહામતી પતી અહો મારી થી ગતી
રતી પતીના ઉતારીયે તમે કેમ તજો નાથ
હું અભાગી નારીને તજુ પ્રાણ જેજુબાણ
અબળ હું અરે—મહા.

કીશોર તથા
કાન્તા } ૨૭

વાલમજી વેલા વળજો, વાતળીયા વચને પળજો.
પીયુ પીયુ પંખીણી ટળવળશે તરફડશે નયણે નીર ભરશે
યાપી ત્રાસે ફડ ફડશે થર થરશે ને ફડ ફડશે
હાલે વીયોગ દુઃખ ટળશે ઓ પ્યારી ધીરધારી રહે
નારી દુઃખ ટાળી

ભણું ગણું વન ભટકવું, ભલી બેડીયો અર્ણું.
વીયોગ વ્હાલાના થકી ભણું ગણું મર્ણું
પદ્મણી કષ્ટ પરહરજો નહિ વાર થશે ધીર ધરજો
ભોગી બેટી દુઃખ હરજો પ્રભુ સહાય નીત્યે તમ કરજો

શેઠ— ૨૮

હાય મારી બાયડી ઓ બાપ ક્યાં ગઇ ( ૪ )
થઇ ભાઇ ફજેતી પુરી થઇ
આંધળાને ચોળાવી ખાખ જતી રહી
ધન માલ થાલ તાલ ખોવરાવી ગઇ હાય—
વાંઝીયો મળ્યો નહિને વાલી ખોવાઇ
ગોરી સારૂ ગમાવી સઘળી કમાઇ
રાંડ ઘરબાર ધામ વેચાવી ગઇ. હાય—

બાદશાહ— ૨૯

હે મુજી નાહનજાર દગાબાજ બાલસાદ
મેં જાલીમ ખુખાર કરૂં તુજકું ગીરફ્તાર
સાઇ ફરમાન ન જાના બના ઐસા દીવાના
કીયા અપના ઇઠાના રહા અપના ન ઠીકાના
તુને ઇતના નજાના કેતાબે હું કીસકે
હુકમ ટાળે ન જીસકે ખીજમતગારહે સબ જીસકે
ગર અપની અમા ચાહો રાનીકુ બુલાવાઓ નવરોજ
ભેજવાવો તુમ જાઓ (૨)
તુને કીયા ઇનકાર મેરી પ્યાસીહે તલવાર

કીશોર— ૩૦

કરો ઓરંગશાહ વીચાર હે ગુણતણા ભંડાર
છો પરમ પવીત્ર આધાર તે માટે કહું છું સાર—કરો.
ઘટે નહી આકુ કર્મ ધરો ધરો કાંઇ શર્મ
વીચારોને આપ ધર્મ બનીને અપાર મર્મ
જુઓને કુરાન મર્મ ક્ષત્રીઓ થયા છે નર્મ
તેથી કરો છો આ કર્મ લીધો છે તેઓના ભર્મ
નહિ જુલ્મ કરો તમે આજ છો સર્વતણા શીરતાજ
ક્ષત્રી પુત્રી નવરોજે જાય હાય હાય આ જુલ્મજ
થાય—કરો.

કીશોર— ૩૧

ખરેખર જુલ્મ કર્યો આવાર (૨)
તેડાવીયો મને પ્રતીત દાખી લેવાને લાજ ક્રુર
અભિલાષી
હાય હજાર ધીઃકાર—ખરેખર—
કોના અગાડી કષ્ટ ઉચરવું આ સમશેર થકી હા
મરવું.
કામ સુઝે નહિ આગ બુઝે નહિ તન સુઝે નહી—
એવું કીજે નહી મતી પારાવાર પૂર્ણ કૃપાળુ હે
જગના આધાર
શુધ્ધ કરૂં ધરી ધીરજ મનમાં લેશ કલેશ કરું નહિ
તમાંન
ધાર્યું હરી કીરતાર ખરેખર

કીચોર— ૩૨

મમ પ્યારી સુખાણી (૨) પ્યારી તું વાણી
તન મન માંય ચીંતા ન કાંઇ, તમે કરશો નંહાણી (૨)
દુઃખ સુખ સાથે છે સૌ માથે, ધૈર્ય ધરવી હૈં રાણી (૨)
ઘર ઘર પ્યારી તુજ સમનારી નથી કયાંય મેં જાણી

કીચોર— ૩૩

દઇનેરે દગાબાજી દીધું છે દુઃખ તે પાજી
તેડાવીને થયો રાજી દીધું છે દુઃખ તે પાજી
કર્યું છે તેજ મન ધાર્યું અરે પાપી ન વીચાર્યું
નથી મરતો હવે લાજી..................... દીધું
નથી મનમાં તને વીચાર કરે છે દુષ્ટતું વ્યભીચાર
હાર્યો છે તુજ ભવ બાજી..................... દીધું

કાલુખાં— ૩૪

પ્યારી તલફ રહયા મન મેરા મુખડા કબ દેખુંગા તેરા
ચરાબ શાકી મુજકુ પીલાદે આવ—આવ—આવ
ગલેસે લગજા લાખ બાર મેં જાન તુજપે ફીદા કરગા મેરા
ઓ હો હો મજાઓ જો—જો—જો
અહલા હુક તાલાને આજે બ્હાર બ્હાર બ્હાર કરી હે કેસી
ઢુંડ ઢુંડ કે મરજાવે પર મીલે ન પ્યારી એસી—ઓ!

કાલુખાં— ૩૫

મેરા જેસા આદમ કોઇ હેન ઓન
મેરે મુજસે કરૂં મેં કયા બયાન—આહાહા

ઉરસે નજર મીલાય કયે દેખું આ જાય
કંજકલીયન સી કાયતન એસા તલસાય—આહાહા,

કાન્તા—

૩૬

સખી થયું સ્વપ્ન અતી દુ:ખ દાઇ
ચિંત્તા ચીત્ત માંહી થાય શુદ્ધી બુદ્ધી બધી જાય
હૈયાની હૈયા માંહે, હામ હરાઇ-સખી
હાય હાય થાય આ ઉરની મહીં
બની છું હાલ બેહાલ, કુત્ય કર્મના આધાર
વીધી સતાવે આવાર ઉર અકળાયે—સખી
મ.ણુ માણુ માણુ માણુ આ શું થશે ગતી—સખી

કાન્તા—

૩૭

આવ્યો પત્ર પ્રાણપતીનો આજ
દીલગીરી દરશાવી દીલીચે મને બોલાવી
જાઉં ધૈર્યતા દ્રઢાવી થશે જેમ હશે ભાવી
પ્રભુજી રાખશે મારી લાજ..........આવ્યો
અરે સખી મારી ઝટ રથ લાવ્ય શણગારી
ધીરજ હદય ધારી, પુરણ પ્રીતી પ્રસારી
નીરખે પ્રીતમ નારી, સહુ વીધી સુખકારી
આ—યા—યા જલદી તયાર
કરેકાં વિચાર, કર્યુ મારે શુભ કાજ.....આવ્યો

સિપાઇ— ૩૮

વા વા આજ મજાહે યાર અપને સબકુ બે સુમાર
નખરે વાલી નાંજની પાયે કાલુખાં સીરકાર
મૌલાને ઈનકા બનાયા તકદીર કાંયા બીસીયાર
યા પરવર દીગાર આજ બનીહે બ્હાર
શરાબ બે સુમાર પાવેંગે દીલદાર
કાલુખાં સિરકાર પીનેકુ તયાર
રહો સબ યારો અબ હુંશીયાર—વા—વા

સિપાઇ ૩૯

અપને સબે મીલકે કરેંગે યારો શરાબકા શોખ
જમાલીયા કું નહિ મીલે કયુંરે ગુરચા નહિ મીલે
ચલ ઈહાંસે નહિ મીલે નાસ્તા ભી નહિ મીલે
ચલો જલદીસે દેર કયોંરે અબ કાલુખાં પાસ
અપના મતલબ હાંસીલ હુવા
વાહ વાહ કૈસા હુવા પરવર દીગારયા
હુંટેગે અબ મજા શરાબ કવાબકા—ચલ

કાલુખાં— ૪૦

ઉઠાદે અબ ચહેરેસે યાર નકાબ
દીખાદે પ્યારી શકલ તેરી મહતાબ ઉ...
આશક હું તુજ નામપે હુર હુર પરીઆન
તુજ મુખકા મહતાબપે જાન કરૂં કુરબાન ઉ...
આ વખઝમ હમ તુમ કરે, પીયે ખુબ શરાબ
દીલ કરૂં તેરે નજર લઝત બદલે કબાબ ઉઠાદે

ચાલ ચાલ ચાલ આવું આવાર
કરૂં સંહાર જે વ્યભિચાર યવનધાર
મુજ અસીથી હસી ખુશીથી પાર

કલાજી— ૪૪

ઠાર ઠાર (૨) કરૂં ઠાર જઈ જલદી પાપીને ઠાર ઠાર
ઠાર ઠાર (૨) કંઈ સોચ ન કર મનમાંહી લગાર ઠાર
મ્લેચ્છ મંડમાં વિઘનવીલાસી મુજ સમશેર રૂધીરનીપ્યાસી
થૈછે પુર્ણ પ્રકાશી નાશ કરીશ સત્વર કરધાર—ઠાર...

કાન્તા— ૪૫

લાગી તનમાં લાય અતિ લાગી તનમાં લાય
મમજીવ કાં ન જાય અતિ લાગી તનમાં લાય
મ્લેચ્છ વાસમાય ભયભીત મન મુંઝાય
નીરૂપાયથી શું થાય અરેરે હાય હાય
કરૂં પડીને પાય વિનંતી વિશ્વરાય
અતી પ્રેમદા પીડાય પ્રભુ કરો સહાય

કાન્તા— ૪૬

તમોપર જાવું વારીરે સત્ય પાળી નીજ પણ અહો મને
મરતાં ઉગારી
જેમ નારી દ્રોપદીની ટેક રાખી મોરારી તમો....
આપ સમોવડ આ જગમાં ભુપાલ નહિ ભારી
મહાપતી ધીરવીર ક્ષત્રી ટેક સુધારી તમો...

જીંદગાની પર્યંત તમારી હું છું આભારી
ઘણી ખમા શુરવીર તમો જીવા ક્રોડ દીવાળી તમો...

**કાન્તા—** ૪૭

કરૂણા કરજો કુંજ વિહારી (૨)
શ્રીપતી હિતથી રીતથી પ્રીતથી ચિતથી
કરૂં પ્રાર્થના તમારી—કરૂણા
આફત સઘળી આજ અહીંથીરે
હરજો દળજો કરજો સહાય મારી કરૂણા...

**કાલુખાં—** ૪૮

હુવા દીલકુ કરાર મેરા દીલકુ કરાર
દીલકુ કરાર અહો પરવર દીગાર
તખ્ત મીલા, જાને તીન લોકકા
યારી કરનકુ હુવા તૈયાર.............................હુવા
યેહી બુલંદ તકદીરકી નીશાની
પ્યારી મીલી એસી બીના તકરાર..................હુવા
અબ તો મેં વહા જાઉ જલદીસે
ભટીયાની કો કરૂં દેદાર...............................હુવા

**બાદશાહ—** ૪૯

હું તૈયાર અબ સરદાર તાબેદાર
હુકમ બરદાર ક્યોનહુંજાર ગર એક બાર
હો દો પ્યાર ગર એક બાર
ચેરા ક્યા કહેને બદઅરહબા ઓર મરહબા

રોનકહે તુમસે તકતકુ શહવાહવા (૨)
ઠેરો ન યાં અબ ચલો વહાં
દીખલાએ। ઉસ્કુ ઝટ :મજા
ખુખારી ઓર બદકારીકા
મગરૂર હુવે અબ વો ખુબ્દ
કરો રંજુ ઓર બસ ચુર ચુર
ચલ કરો સબ જંગ
ઓર કરદો ઉનકો જેર ઝબર
યેહીઅરમાન હે ઇસઆન
કરો તલવાર બસ એકવાર
નહિ ઇસ્મે હે ઈનકાર
તહોં તલવાર કરો એક બાર (૨)
ન હો ઇસરાર મેરે સરદાર

---

## અંક ત્રીજો

કુલોજી— ૫૦
શાણા સાંમંતો સુજાણુ વાળો યવનોનો ઘાણ
મારો મારો મારો રજપુતીને સુધારો
કોઈ હીમત ન હારો શુરવીર સુખખાણ
જાઓ જાઓ વેગથી મારો મ્લેચ્છ તેગથી
લડો મુજ નેગથી વેગથી હા વેગથી
ધાઓ ધાઓ રણુધીર ધાઓ પ્રેતાને રધીર
આઓ મુજે બળવીર કરો પાપીને અધીર

કરો કેસરીચા હાથ તુટી પડો રણુમાથ
મ્લેચ્છ જીવતા ન જાય કરો કરોને સંહાર
નહિ લગાડશો વાર કરી દીયો આરપાર
ધરો દીલ હામ ચહો ચહો જય ચહો
ક્ષત્રીવટ અહો અહો જગયશ લહો લહે
રણુ પંથ ગહો ગહો હજો પાપીને ખુશીથી સામંતો હહો
શાણુા

સામંતો— ૫૧

ધરો ધીર (૨) મહીપ શુભ પેર યવનોને કરીશુ ઠેર
નથી જોર (૨) રંકનું તેવું આ વીર સંગ લડે એવું
અમો કહીયે સહુ શુભપેર........યવનો..................
જેમ ભીમ દુસ્યાસન ભાઈ કરી કરીને કઠિન લડાઇ
માહા ઘોર યુધ્ધ વરતાઇ ધરીમાન ધરીમાન
રૂધીરનું પાન કર્યું ગુણુ ધાન તેમ કરી પેર ચવાનો
અમો સત્ય પ્રતિજ્ઞા કરીએ યવનોના માણુજ હણીયે
નહી તો પાછા નહી પડીયે ધરી ધર્મ ધરી ધર્મ
ક્ષત્રીનો પર્મ કરીરણુ કર્મ લેશું આરે વેર યવનો

કલાજી તથા છોકરા— ૫૨

પવીત્ર પ્યારા પુત્રો મારા ધન્ય તમારી ટેક
રેણુંમાણુ ન અવાય તમોથી છો લઘુ વયના છેક
પુજ્ય પીતાજી કેશરી બાળક લઘુ નીપૂટ લઘુ હોય

સુંડ વીતુંડ વીશાળ ઘણા પણ ગણજી રાકે નહિ કોય
આ વખત તો પુત્ર માહરા થેર જાઓ રણધીર
જયે છી આ તાત તમારો હુકમ ચઢાવી શીર

આંધળાઓ — ૫૩

લુચ્ચા બસ લાવ મારી મ્હોર
અચ્છા આયો હાથ અંધા ચોર
મુવા તેરી પીટની પીટું છોડ

સિપાઇ— પકડો પાપી હરામખોર

ભઇ સાબ મારી મ્હોર એક કરોડ
બસબસ હાશ હાશ પકડી ચોર
લાઓ બસ મ્હોર ગલેપકુ ચોર ગંઠડી છોડ
જો જોજો જો આંધળાના ભાઇઓ આ પેચ દાવ
લલેલ લુચ્ચા હમારી રતનવાલી લકુી લાવ
જજજ લો તુહારા સું મગર મેગી ગંઠડી દિખાવ

કીશોર— ૫૪

આ શી ઉપાધી શી વ્યાધી કાયા બાંધી સુકાણી છે મારી
લાય મનમાં, હાય તનમાં, કૃપાળુ હરિ
અરજી સ્વીકારો ઉગારો ચેન નહિ ચીતમાં હમારે ...ારે
ઇશ અત્યારે, ચડો વારે, કૃપાળુ હરિ

કીશોર— ૫૫

અરે હાય શું કાયર થઇને બેઠો છું આવાર

શુરવીર રણધીર આગળે બેડીનો શો ભાર
પલમાં જાઉં ક્રેઅઠ નીચન કરૂં હવે હું ઠાર
વારવાર કરૂં પોકાર જાઉં છું હું ધીરધરી બોલાવું હાહાકાર

બાદશાહ— ૫૬

અબતો લાજ તોરે હાથ મહેર હો મોપર સીતાર
મરૂત હુઇ બદનામી આકે આંય છાંની ખાખે
તું કરીમ જગ નીસાર અર્જ હે મેરી સીતાર
કોઈ નહી તુમ બીન કીરતાર પકડ સજન બેયાં

બાદશાહ— ૫૭

જુલમ જુલમ સીતમ સીતમ ગજબ ગજબ
કયા હુઆ આ આ આ આ
લશ્કરકુ ઉન્ને કીયા હે તમામ
અફસોસ હુવે હુવા પુરા ન કામ
કર ગયા બાર પુરા બદકાર
ગફલતમેં ઘટ ગયે સારે સરદાર
બહાદર જરાર અબ મેં કર દઉં ફીરનાર
ઉસ્કુ જાકર એક બાર
કરકે લશ્કર તૈયાર
કરૂં કલાપે તરવાર

કોરસ— ૫૮

હે ધન્ય ધન્ય રણધીરો કઠણ વખતમાં બની મુજ બેલી
યુદ્ધ કરો શુરવીરો (૨)

કરો નીકંદન દુષ્ટ પુષ્ટનું તુષ્ટ કરો આત્મા મારો
રંગ રંગ છે રંગ તમોને રંગરંગ રણ ધીરા......છે

કહોજી— ૫૯

નહિ વદો વદનથી આવું હું ક્ષત્રી નક્ષત્રી નહિ થાઉં
ટેક લીધેલી નહિ તજું નહિ લજવું પીતુ માત
અપયશ અગણીત નહિ કરૂં વિશ્વ વિષે વિખ્યાત
નહિ શીર નમાવાય ભલે દેહ નાશ થાય....નહિ

કાન્તા— ૬૦

મમ હૃદય કેમ ન ચીરાય દુઃખદ વાત સાંભળી આવી (૨)
મુજ માટે કરો અહો મમ બન્ધુ આપને કષ્ટજ થાય
હાય આ વચનો સાંભળી મુખથી જીવ કેમ નહિ જાય
વીરા આપને રજા આપતાં જીભજ હાય કપાય

તમામ— ૬૧

વા ધન્ય આજે ઘડી ધન્ય ધન્ય
જય જય રણધીર શુરવીર ધન્ય —વા
શુભમતી સતી પતીવૃતા શુરા ભુપની
નેકી ટેકીને વીજય છે અતી —વા

સમાપ્ત.

| | | | | |
|---|---|---|---|---|
| કુસુમ-કમળા | ,, | ,, | આવૃતી ચાથા | ૦—૮ - |
| સુમન કુમાર | ,, | ,, | ,, ત્રીજી | ૦—૨—૦ |
| કરણસિંહ | | ,, | ,, બીજી | ૦—૨—૦ |
| ચંપક-ચાતુરિકા | ,, | ,, | ,, બીજી | ૦—૨—૦ |
| કિસોર-કાન્તા | ,, | ,, | ,, ત્રીજી | ૦—૨—૦ |
| કુલામણુ-સતીસોન | | ,, | ,, પહેલી | ૦—૨—૦ |
| સત્યવાદી હરિશ્ચંદ્ર | | ,, | ,, ,, | ૦—૬—૦ |
| સદેવંત-સાવલીંગા | | ,, | ,, ,, | ૦—૨—૦ |

લી૦

રાવલ ઉમીયાશંકર રામચંદ્ર

અને

આચાર્ય મયાશંકર જયશંકર

ગ્રંથ કર્તા.